# શ્રીવિજયધર્મસૂરિને અર્ઘ્ય.

લેખક—

સ્વ૦ શ્રીયુત ટપુભાઈ ત્રિભુવનદાસ વસાણી.
બી. એ.

પ્રકાશક—

ફૂલચંદ વેદ.

સે૦ શ્રીયશોવિજય જૈન ગ્રંથમાળા,

ભાવનગર.

વીર સં૦ ૨૪૫૩. વિ૦ સં૦ ૧૯૮૩. ધર્મ સં૦ ૬.

મૂલ્ય-ગુરૂભક્તિ.

# અર્ઘ્ય આપનાર કોણ?

સ્વર્ગીય ગુરૂદેવ શ્રીવિજયધર્મસૂરિ મહારાજને આ અર્ઘ્ય આપ-નાર **ટપુભાઇ ત્રિભુવનદાસ વસાણી.**

ટપુવસાણી એ અમીરી દિલનો, આધ્યાત્મિક સંસ્કારોવાળો અને સ્વમાનપ્રિય નવયુવક હતો. શરીરવિકાશમાં તેણે પહેલવાની પ્રાપ્ત કરી હતી. એનામાં સૈનિકની અડગતા અને સાધુની સચ્ચાઇ હતી. સેવા કરવાના ઉત્કટ અભિલાષી ટપુએ ત્યાગ અને અખંડ બ્રહ્મચર્ય એ એના જીવન માટે આદર્શ બનાવ્યાં હતાં. મઝગાંવની મસજીદમાં એક તૂટી–ફૂટી ગોદડીમાં ટૂટીયાંવાળી પડી રહેનારો, તેમજ મુંબઇમાં એક ટંક પણ ખાવાનું સાધન નહિં, રહેવા–સુવાને ખોલી નહિં, મુંડીમાં રાતી પાઈ નહિં–આવી સ્થિતિ ભોગવતો ટપુ વસાણી એલ, એલ બી. ના બીજા વર્ષ સુધી પહોંચ્યો, અને પરીક્ષાના દિવસોમાંજ તાવ લાગુ પડતાં પોતાના વતન–અમરેલી જઇ બાવીસ વર્ષની ભરયુવાનીમાં આ તેજસ્વી તારો ખરી પડ્યો.

ભાઇ ટપુ વસાણીની અનેક કૃતિયો હજુ એના મિત્રો પાસે મૌજૂદ હોવાનું કહેવાય છે, પરન્તુ ટપુએ હૃદયની ભક્તિથી સ્વર્ગીય ગુરૂદે-વને આપેલું આ અર્ઘ્ય–એ એની છેલ્લીજ કૃતિ છે, એમ જણાય છે. કારણ કે આ **અર્ઘ્ય** એણે સ્વર્ગીય ગુરૂદેવના નિર્વાણ પછી બીજા વર્ષે એટલે સં. ૧૯૮૦ માં આપેલું છે. અને તેજ અરસામાં ભાઇ ટપુ અનન્તતાના ઉદરમાં પ્રવિષ્ટ થયો છે. એટલે જે મહાન્ પુરૂષ ઉપર ભાઇ ટપુ વસાણીને અનન્ય શ્રદ્ધા હતી અને જેમની સાધુતાના ગુણો ઉપર તે મુગ્ધ હતો, એ ગુરૂદેવને જાણે કે સ્વયં **અર્ઘ્ય** આપવાને સ્વર્ગમાં પહોંચ્યો હોય, એવુંજ બન્યું છે. સ્વર્ગીય ભાઇ ટપુ વસાણીનું આ અર્ઘ્ય–કૃતિ પ્રકટ કરી જનતાની આગળ ધરવા માટે અમે અમારા આત્માને ધન્ય માનીએ છીએ—

**પ્રકાશક.**



# "પૂજ્યપાદ વિજયધર્મસૂરિજીને અર્ઘ્ય."

## પ્રસ્તાવ.

જો જગત્માં આપણે દૃષ્ટિપાત કરીયે તો આહિં તહિં વિધ વિધ પ્રવૃત્તિયો માલૂમ પડે અને વિધ વિધ વ્યક્તિયો કાંતો સ્વાર્થે કાંતો અમુક અંશે સમષ્ટિને વાસ્તે પ્રયત્નશીલ જણાય. ઘણાની પ્રવૃત્તિ તો ફક્ત ધન, યશ અને સ્વકલ્યાણાર્થેજ હોય છે. પણ હા, જે ભારત દેશમાં હજારો વર્ષ સુધી ધર્મશાસ્ત્રોની ઘોષણા ચાલી રહી હતી. ઋષિકુમારોના બ્રહ્મચર્ય જીવનથી અનેકાનેક યુવાનોના જીવનની દિશાઓ પલટાતી અને જે ભારતનો યુવાનવર્ગ જગત્ને આદર્શમય હતો, તેજ ભારતની વિપરીત દશા! કદિ ભાગ્યેજ કોઈ વ્યક્તિને "મ્હને જીવન શામાટે મળ્યું છે" "મ્હારૂં ધ્યેય શું હોવું જોઇએ," "મ્હારી પ્રવૃત્તિ કેવી અને શામાટે જોઇએ?" વગેરે પ્રશ્નોના ઉકેલ કરવા મન થતું હશે. જે દેશમાં આવા આવા પ્રશ્નોના ઉકેલ હરહંમેશ થતા અને જે દેશ આબાદીથી ભરચક હતો તે દેશમાં શારીરિક, માનસિક અને આધ્યાત્મિક દરિદ્રતા! ભારતમાં "હું કાલે શું ખાઈશ." "આવતી કાલે મ્હારૂં શું થશે" તેની જરાએ ચિંતા કરવામાં આવતી ન હતી. પણ ફક્ત "પરબ્રહ્મનાજ" "સનાતન સત્યના" પાઠોનો અવ્યાહત ધ્વનિ કર્ણપંથે પડતો હતો. હા! આ તેજ ભારતભૂમિ છે!

હવે ભારતના ઇતિહાસ તરફ દૃષ્ટિ ફેંકતાં શું માલૂમ પડશે! અમુક વ્યક્તિયોનાં જીવન ઇતિહાસમાંથી બાદ કરતાં ઇતિહાસ શૂન્ય–પ્રાણુવિનાના કાયપિંજર જેવો ખાલી લાગશે. તેવીજ વ્યક્તિયો

ભારતના ભૂષણ રૂપ હતી અને છેજ. તે વ્યક્તિયોના અંગેજ દેશની સત્તા, દેશની શાંતિ અને દેશની આબાદી હતી. અને નહિ કે જે વ્યક્તિયો હંમેશ "મ્હારૂં" "મ્હારૂં" કરનાર, નહિ કે સ્વાર્થેજ રોટી કમાવવી, સ્વાર્થેજ સુખ મેળવવું, સ્વાર્થેજ આનંદ ભોગો પ્રાપ્ત કરવા, સ્વાર્થેજ અમુક વસ્તુઓ મેળવવી. પરંતુ ભલે જે વ્યક્તિયોએ કદી પોતાની જાતનોજ વિચાર કર્યો નથી. હંમેશા પારકાના હિતમાં જેઓ પોતાનું કલ્યાણ માનતા, હંમેશા જેમની શારીરિક, માનસિક શક્તિયો દેશ અને અન્ય જનસમૂહના લાભાર્થે વપરાતી, જેઓની નસેનસમાં 'મ્હારો ભારત દેશ' રમી રહ્યો હતો, અને ગમે તે ભોગે પવિત્ર ભારતને ઉન્નતિના શિખરે પહોંચાડવાને માટે તત્પર રહેતી તેવી વિરલ વ્યક્તિયોના પ્રતાપે આ વખત પહેલાં દુનિયાભરમાં "ભારત" "ભારત"નું નામ ગવાયું હતું. આવીજ વ્યક્તિયો હર કોઈ દેશના ઇતિહાસ રૂપજ છે. આવી વ્યક્તિયોના જીવન-ચરિત્રો ઇતિહાસમાંથી બાદ કરો તો શું માલૂમ પડશે? દેશમાં નથી કર્તવ્યપરાયણુતા કે નથી દેશમાં પરાર્થે પ્રાણ સમર્પણ કરનાર કટિબદ્ધ વ્યક્તિયો. જે વ્યક્તિયોએ હંમેશા જનસમાજને અખંડ શાંતિ અપાવવામાંજ પોતાના દેહનું બલિદાન આપેલું છે, તેજ વ્યક્તિયોના પ્રભાવેજ ઇતિહાસ એ ઇતિહાસ છે. શું ત્યારે તેવી વ્યક્તિયોનાં કાર્યો તરફ દુર્લક્ષ્ય બતાવવું? શું હરેક વ્યક્તિએ પોતાના ચારિત્રને તે મહાનુભાવના ચારિત્ર જેવું બલ્કે બને તેટલું ઉજ્જવળ બનાવવું ન જોઇએ? શું દરેક વ્યક્તિને તેવા નરવીરોનાં જ્વલંત દૃષ્ટાંતો નવું જીવન નથી સમર્પતાં? શું દરેક વ્યક્તિની હૃદયોર્મિયો તેવા વિરલ આત્માના ધ્યેયનું સ્મરણ કરવા નથી ઉછળતી! ના, સર્વ કાંઈ બને છેજ. તેવાજ ધન્ય આત્માઓને આપણાં હૃદયો અર્ધ્ય આપવા તત્પર થાય છે. દેશની ઉન્નતિ કરવામાં ફક્ત આવી કક્ષાના માણસો આપણને જોઇએ છીયે. "હું શું ભલું કરી શકું" જે વ્યક્તિયો આ પ્રશ્ન હંમેશાં પોતાના હૃદયને પૂછતી હોય તેજ વ્યક્તિયો દેશના લાભાર્થે જોઇએ છીયે, નહિ કે "આ કાર્યથી મ્હને શું મળશે" એવા વિચાર કરનાર. આપણે

પરાર્થે પ્રાણાહુતિ અર્પનાર આત્માઓ જોઇએ છીયે અને બનવાનું છે. આપણે હરપળે જનસમાજના કલ્યાણના . વિચાર કરનાર પવિત્રાત્માઓના દિવ્ય સંગીતના નાદો સાંભળવાના છે. અને જે વ્યક્તિયો નહિ જોશે જ્ઞાતિ, નહિ જોશે સમ્પ્રદાય, નહિ જોશે ભય, તેવીજ વ્યક્તિ જોઇએ છીયે. જે વ્યક્તિયો, નહિ કે ફક્ત આ જમાના વાસ્તેજ કાર્ય કરે, પણ આવતા ભવિષ્યના જમાના વાસ્તે પણ પોતાના જીવનનાં જ્વલંત સૂત્રો જન કલ્યાણાર્થે મૂકી જાય તેવા, તેમજ જે વ્યક્તિયોની નસોમાં, ધર્મની અધોગતિ થતી જોઈ પવિત્ર અને દૈવી પ્રેરણાનો ધ્વંસ થતો જોઇને, જૂના અને શાસ્ત્રપ્રણીત કર્મકાંડો, એ ઘેલછા છે, તેમ સાંભળીને, અને મંદિરો–દેવળો અને મસજીદોમાં ફક્ત માલ મલીદા ઉડાવનારાજ ઢોંગી સાધુઓને જોઇને તેમની આંતરડી કકળી ઉઠતી હોય તેવાજ વિરલાત્માઓની દેશને જરૂર છે. કારણ, આવીજ વ્યક્તિયો આપણામાં નવજીવન રડેશે અને આપણુને મનુષ્યત્વનું ભાન કરાવશે.

જીવનના દરેક પ્રસંગમાં જ્યારે આપણે હતાશ થઇશું, ત્યારે આવા મહાન નરોની અદ્ભુત ભાવનાઓથી આપણામાં નવું બળ આવશે અને આપણું જીવન નાવ, સંસારાબ્ધિમાં આવા જ્વલંત ખલાસીયો સુખેથી હંકારશે. તેથી જીવન એ કંઈ હસવાની વાત નથી. વળી “જીવન એ શું છે” તેનો ખ્યાલ રાખવાનો છે. મનુષ્યે જીવનને વેડફી નથી નાંખવાનું, ઉન્નત પથગામી બનાવવાનું છે. આદર્શમય બનાવવાનું છે. અને જ્યાં સુધી મોક્ષ ન મળે ત્યાં સુધી બલ્કે વેદાન્તના કહેવા પ્રમાણે જ્યાં સુધી “अहं ब्रह्मास्मि” ની પ્રતિઘોષણા ન સંભાળાય, ત્યાં સુધી પ્રયત્ન કરવા માટે આ જીવન દરેક મનુષ્યને અર્પણ કરવામાં આવ્યું છે. પણ આવું જીવન જીવવા શું કરવું જોઇએ ? મ્હને કહેવા ધો કે ફક્ત વેદાન્તનો “ત્યાગ” એજ શબ્દ આવા જીવન જીવવા વાસ્તે બસ થશે. ત્યાગનો અર્થ સર્વ કંઈ પ્રવૃત્તિ છોડી દઈ અને જંગલમાં ન્હાસી જવું, તે થતો નથી, પણ હરેક વ્યક્તિને જે “અહંતા”–“હુંજ અમુક કામ કરું છું” એવી જે “અહંતા” તેનોજ ત્યાગ કરવાનો છે. “અહંતા”ને બાળી નાંખો

અને પછી જૂઓ કે ત્હમારા જીવનની જ્યોત દૈવીપ્રકાશથી પ્રકાશે છે કે નહિ? હું સમજું છું કે "મ્હારૂં" એ મોહજાળ એવી છે કે જે છૂટવી ઘણી મુશ્કેલ છે, પણ હે વ્હાલા ધન્યાત્માઓ, શું આપણા વીર પુરૂષો અને આપણા નાવને સુખ રૂપ કિનારે પહોંચાડનાર આપણા બહાદુર યોગીપુરૂષોનાં જ્વલંત દૃષ્ટાંતો અને તેમની ઉન્નત પથે લઇ જનારી ભાવનાઓ આપણી પાસે ખડી નથી? ના! છે. ત્યારે ધપો! આગળ ધપો, પ્રયત્ન શીલ થાઓ અને જૂઓ કે ત્હમારો વિજયધ્વજ ગગનમાં ફરકે છે કે નહિ? જેટલે અંશે ત્હમે "અહંતા" છોડશો તેટલે અંશે ત્હમોને જીવનની મહત્તા સમજાશે, તેટલે અંશે ત્હમોને ત્હમારા કર્તવ્યનું ભાન થશે અને સમજાશે કે ત્હમારા સ્વાર્થનો રસ્તો ઉંધો છે. જેટલે અંશે ત્હમો "ત્યાગી" થઇ શકશો, તેટલે અંશે ત્હમો પરાર્થે જીવન જીવી શકશો, અને ત્હમોને તેટલે અંશે લાગશે કે "મ્હારો જન્મ ફક્ત આ દુનિયાની લુત્ફ઼ ઉડાવવા નથી પણ દુ:ખી મનુષ્યોના ઉંડા ખળખળતાં આંસુ લ્હોવાને અને મોહજાળથી બંધાયલા જનોને પ્રજ્ઞાચક્ષુ અર્પવા મ્હારૂં જીવન છે." અને જેટલે અંશે ત્હમો ત્યાગી થશો તેટલે અંશે ત્હમો હિંમતથી અને આત્મશ્રદ્ધાથી કાર્ય કરી શકશો. અને જેટલે અંશે ત્હમો ત્યાગી થશો તેટલે અંશે ત્હમો આવી માનવ જાતની નહિ બલ્કે આખી પ્રાણિ જાતની–આલમની સેવા કરવા શક્તિમાન થશો.

આવા એક વિરલ આત્માને અર્ઘ્ય આપવા હું ત્હમારી સમક્ષ ઉભો છું. આવી એક પ્રભાયુક્ત વ્યક્તિનો જીવનસંદેશ ત્હમારી સમક્ષ લાવ્યો છું. આવી પરાર્થે પ્રાણાહુતિ અર્પનાર વ્યક્તિના જીવનસૂત્રો ત્હમોને કહેવા ઉદ્યુક્ત થાઉં છું. આવા અદ્ભુત ત્યાગી પુરૂષની પિછાન કરાવવા ત્હમારી સમક્ષ હું ખડો છું અને જે મહાન્ નરે નથી જોયું સુખ કે દુ:ખ, નથી જોયો ટાઢ કે તડકો, નથી જોઈ દિન કે રાત, પણ સદા "હું કેમ જન સમાજનું કલ્યાણ કરી શકું" "હું મ્હારી જાતને પરાર્થે કેમ સમર્પણ કરી શકું" "હું અન્ય જનોને કેમ સહ પંથે લઈ જઈ શકું" એવા એવા જે મહાનુભાવે

સદોદિત વિચારો કર્યા છે, એવા વિચારોમાં ને વિચારોમાં જે મહાત્માએ ઘણી રાત્રિયો આંસુડાં સારીને વિતાવી છે અને જે મહાત્માએ શીતળ રાત્રિની ચાંદનીયોમાં એકાંત સેવી અશ્રુપાત કરીને ઘણીવાર પ્રાર્થના કરી છે કે 'હે પ્રભો! જનસમાજનું કલ્યાણ કરવું ત્હારા હાથમાં છે, પણ હે જગતાત! ત્હારા આ બાળકને તું હૃદયમાં હામ આપ! ત્હારા આ બાળને તું પગમાં જોર આપ, ત્હારા આ બાળકને તું હસ્તમાં અખૂટ શક્તિ આપ! ત્હારા આ બાળની મોહજાળ વેડફી નાખ! ત્હારા આ બાળની શારીરિક માનસિક અને અન્ય શક્તિયો જનસમાજના કલ્યાણાર્થે વપરાય એવું અદ્‌ભુત બળ હે જગત્ પિતા! આપ". જે વિરલ વ્યક્તિએ આવી આવી પ્રાર્થના કરી છે, જે વિરલાત્માએ આવી રીતે ત્યાગી બનીને આખું જીવન પરાર્થેજ સમર્પણ કર્યું છે, તેવી વ્યક્તિને હું અર્ઘ્ય આપવા કિંચિત્ પ્રયત્નશીલ થવા ત્હમારી સમક્ષ ઉભો છું.

પૂર્વાવસ્થા–મૂલચન્દ્ર–ઉષઃકાળ.

કોઇ પણ મહાન્ વ્યક્તિના સમાગમમાં આવ્યા પછી અથવા તેમની આપણને જાણ થયા પછી સ્વાભાવિક પ્રશ્ન આપણે પોતાની જાતને પૂછીએ અગર ચાતુરતા બતાવીયે કે તે મહાન્ વ્યક્તિની પૂર્વાવસ્થા કેવી હતી? કયા સંયોગોમાં તેમનો બાલ્યકાળ વ્યતીત થયો હતો? કેટલાક પુરૂષો અસાધારણ સંયોગોમાં ઉછરેલા હોય છે, તેમને કદીપણ દિવસનો ખોરાક મેળવવા કપાળેથી પ્રસ્વેદ બિન્દુઓ છુટતા નથી. પણ કેટલીક વ્યક્તિઓના સંયોગો એટલા બધા પ્રતિકૂળ હોય છે કે ક્ષણે ક્ષણે તેમને અથાગ પ્રયાસ આગળ વધવા માટે કરવાના હોય છે. છતાં પણ જેઓ મહાન્ પુરૂષો થવાના હોય છે તેઓમાં અને બીજી વ્યક્તિઓમાં એકજ તફાવત માલૂમ પડશે. તે ફક્ત "અથાગ શ્રમ અને આત્મશ્રદ્ધા". મહાન્ વ્યક્તિઓ કદી પણ પોતાના ધ્યેય વચ્ચે આવતી મુશીબતોથી અકળાઇ જતી નથી, પણ બહાદુરીથી આગળ અને આગળ ધપે જાય છે. અને જીવનની લડતને હિમ્મતથી લડી

શકે છે. અને દિન પ્રતિદિન પોતાની ઉન્નતિ કર્યે જાય છે અને અંતે પોતાનો વિજયધ્વજ ફરકાવે છે.

આપણા મહાન્ પુરૂષને પણ બીજી કક્ષામાં મૂકવાના છે. એક સાધારણ વૈશ્ય વીશાશ્રિમાળી કુટુંબમાં કાઠીયાવાડમાં આવેલ મહુવામાં સને ૧૮૬૮ની સાલમાં તેમનો જન્મ થયો હતો. તેમની પૂર્વાવસ્થામાં તેમના પિતાશ્રી રામચન્દ્ર તથા માતૃશ્રી **કમલાદેવી** તેમને મૂલચન્દ્રના નામથી સંબોધતાં. મૂલચન્દ્ર ઉપર માતા પિતા તથા મિત્રોની પ્રીતિ અપ્રતિમ હતી. તેમની પૂર્વાવસ્થામાં એક પણ ચિહ્ન મહાનતાનું દૃષ્ટિગોચર થતું ન હતું. ફક્ત, જેમ સાધારણ છોકરાઓ રસ્તામાં રખડતા માલૂમ પડે, તેમ મૂલચન્દ્રનો બાલ્યકાળ વ્યતીત થવા લાગ્યો. પણ તે મૂલથીજ ચન્દ્ર—એટલે પૂર્વજન્મના ભ્રષ્ટ યોગિની દરેક ચેષ્ટામાં કંઈક અનેરી દિવ્યતા હતી, કે જે સાધારણ બાળકોમાં દૃષ્ટિપથ નથી થતી. મૂલચન્દ્રની બાલ્યાવસ્થાથી તે જ્યાં સુધી તેમણે દીક્ષા લીધી ત્યાં સુધીના જીવન તરફ દૃષ્ટિ ફેંકતાં માલૂમ પડી આવે કે તેમને કદી પોતાનો "જીવન સંદેશ શું છે" અને "પોતે શું કરવું જોઇએ" તેનું કંઈ જ્ઞાન ન હતું. અજ્ઞાનાવસ્થામાં જ હતા, પણ તે અજ્ઞાનતા કંઈ સાધારણ અજ્ઞાનતા તો નજ હતી. થોડા વખતમાં નિશાળે મૂકવામાં આવ્યા. તેમનામાં ગુપ્ત રહેલ જ્ઞાનશક્તિયો નિશાળમાં બહાર ન આવી શકી. ફક્ત જોડના વિદ્યાર્થીયોમાં પોતાની શારીરિક શક્તિયોથી એક રાજા તરીકે વિચરતા, પણ અભ્યાસ બાબતમાં તેમના તરફથી શિક્ષકને તથા માતાપિતાને નિરાશાજ મળી. નિશાળમાં કદી નિયમિત તેઓ ન જતા અને અંતે શિક્ષકનીજ સલાહથી રામચન્દ્રે—તેમના પિતાશ્રીએ તેઓને નિશાળેથી ઉઠાડી લઈ દુકાન તથા ઘર કામમાં જોડ્યા. કોઈ કોઈ વસ્તુઓ એકને ઝેર સમાન નીવડે છે અને કોઇ કોઇને અમૃત સમાન નીવડે છે, તેવીજ રીતે ન્હાનપણથી જુગારની કુટેવ તેમને અમૃતદાયી નીવડી. આ વ્યસનના ભોગ થઇ પડેલ મૂલચન્દ્રને–તેમના માતાપિતાના લાડકવાયા મૂલચન્દ્રને–ન સમજાવી શકી તેમની માતાપિતાની આજ્ઞાઓ! ન સમજાવી શકી

તેમની વિનતિયો, અરે તેમનાં આંસુઓ પણ વ્યર્થ ગયાં. ધીમે ધીમે મૂલચન્દ્રની કુટેવ વધતીજ ચાલી. ન આપે ધ્યાન ઘરના કામમાં કે ન આપે ધ્યાન વ્યાપારમાં. દિન પ્રતિદિન આર્થિક નુકસાન વધતુંજ ચાલ્યું. માતપિતાના હૃદયોને શું સંતાપ થતો હશે, તેમનું તેમને લવલેશ ભાન તે વખતે ન હતું. ભવિષ્યનો એક મહાન્ આત્મા મોહજાળમાં પડ્યો હતો. જે મહાન્ વ્યક્તિને એક ન્હાના સરખા જંતુને પણ દુઃખાવતાં હઝારો આંસુડાંઓ સારતાં ઘણાંએ ભવિષ્યમાં જોયાં હશે, તેજ મહાત્મા પૂર્વાવસ્થામાં પોતાનાજ જન્મદાતાઓના આંસુડાંને ન ગણકારતાં અને કુટેવના પ્રવાહમાંજ તણાતા ચાલ્યા. પણ ઉપર્યુક્ત કથન પ્રમાણે જુગાર–કુટેવ–વિષ–મોક્ષદાયી નીવડ્યું. ફક્ત સાધારણ વ્યક્તિયોમાં અને મહાન્ આત્માઓમાં આજ ફરક.

એક દિવસે સટ્ટામાં ઘણી મ્હોટી રકમ ગૂમાવી. માતાપિતાની ઇતરાજી એટલી બધી થઇ કે મૂલચન્દ્રને પોતાનું મોઢું પણ બતાવવા જેવું ન રહ્યું. મૂલચન્દ્ર એકલા પડ્યા. વિચાર કરવા લાગ્યા: "પ્રભો! શું ત્યારે લક્ષ્મી આટલી ચંચળ છે? ઘડીમાં હું એક શ્રીમંત ગણાતો અને અત્યારે અકિંચન છું. જે લક્ષ્મીના પ્રભાવે હું મ્હારા પિતાનો લાડકવાયો હતો અને મૂલચન્દ્ર પાણી માગે ત્યારે દૂધ મળે, એવા માતપિતાની આગળ, ફક્ત લક્ષ્મીના જવાથી, હડધૂત મૂલચન્દ્ર થયો. આ મહાન્ પુરૂષને સંસારમાં અસારતા લાગી. લક્ષ્મીની ચંચળતામાંથી હૃદય–મંથન ચાલ્યું. હૃદયનો ક્ષોભ ઘણોજ વધ્યો, અંતે એક નિશ્ચયપર આવ્યા. શામાટે મ્હારે દૂનિયાના દ્રવ્યની ઈચ્છા કરવી? અરે તે તો ક્ષણિક છે અને બોજા રૂપ છે. મ્હારે જે શાંતિ અને સૂખમાં ક્ષતિ છે તે ન જોઇએ. મ્હારે તો અખંડ સુખ અને શાંતિ જોઇએ. બસ. મ્હારે તો વૈરાગ્યનાજ ભક્ત બનવું જોઇએ. જેને આવી અસારતા હૃદય પૂર્વક જણાઈ ત્યાં પછી જગત્માં એવી કઇ વસ્તુ છે કે મનુષ્યને આકર્ષી શકે. ત્યારથીજ તેઓ જગત્ તરફ બેદરકાર બન્યા અને અંતરમાં વૈરાગ્યની દશા અનુભવવા લાગ્યા. ધીમે ધીમે તેમને ઘર પણ એક બંધન રૂપ લાગવા માંડ્યું.

તેઓ વિચાર કરવા લાગ્યા કે "મ્હારા ધ્યાનમાં ભંગ પડે છે." કદાચ ગૃહલાલચો મ્હને મ્હારા ઉચ્ચ સ્થાનેથી નીચે પટકી પાડે. માટે એકાંતવાસ સેવવા ક્યાં જવું? ધીમે ધીમે તેઓ દિલગીર થતા ગયા અને વિરક્તાવસ્થા તરફ ખેંચાવા લાગ્યા અને એક ધન્ય દિવસે તેઓ પોતાના વ્હાલા માતાપિતાને જણાવ્યા વગર ગુરૂની શોધમાં નીકળ્યા. અક્ષય સુખની શોધમાં નિકળ્યા. અહા! તે દિવસ પશુ પક્ષીયોને આનંદનો દિવસ હતો. તે દિવસ સકલ સમાજને આનંદનો દિવસ હતો, કારણ કે તેઓ સર્વનો પાલક તેઓના કલ્યાણાર્થે જગત્‌ના સુખને લાત મારી મોક્ષાન્વેષણને માટે બહાર ચાલી નિકળ્યા. પાસે ન હતું કંઇ ખાવાનું કે ન હતું કંઇ પીવાનું. બસ, તેમને તો પરબ્રહ્મનુંજ સ્મરણ હતું અને તેનીજ લગન લાગી હતી. જ્યાં આવો ઉત્કૃષ્ટ વૈરાગ્ય હોય ત્યાં બીજું બાહ્ય સાધન જીવન ટકાવવા શામાટે જોઇએ?

એક અપૂર્વ ભૂત-સ્હવારના સમયમાં રસ્તામાં, એક અર્ધગાંડા મનુષ્ય-ને કેટલાએ માણસોએ ભાવનગરમાં રસ્તામાં જોયા હશે. સાધારણ વ્યક્તિયો ક્યાંથી જાણે તે ગાંડા મનુષ્યના ગાંડપણને. તે ગાંડપણ ન હતું, પાર્થિવ પણ અલૌકિક ગાંડપણ હતું. અકિંચનાવસ્થામાં મૂલચન્દ્ર જ્ઞાનની શોધમાં આવ્યા. ભાવનગરની પ્રજાને વાસ્તે તે યોગ અપૂર્વ હતો. એક બાજુ જ્ઞાનપિપાસુ મૂલચન્દ્રનો નગરમાં પ્રવેશ અને બીજી બાજુ મહાત્મા વૃદ્ધિચન્દ્રજીનો ત્યાં મુકામ. સાધારણ દૃષ્ટિ બ્રહ્મની ઉન્માદાવસ્થાને જાણવા શક્તિમાન નથી થતી. ગુરૂની શોધમાં તેઓ, જે માહાત્મા ન જોતા જ્ઞાતિ કે ન જોતા સમ્પ્રદાય, પણ સર્વને સમાનતાનો બોધ આપતા, હઝારો વ્યક્તિયોને પોતાના જ્ઞાન અને ચારિત્રની પ્રભાથી આકર્ષતા, તેવા મહાત્માના ચરણમાં ઉપદેશ શ્રવણ કરવા લાગ્યા. શ્રોતાઓમાંથી તે શાંતમૂર્તિની જ્ઞાનપિપાસા કોણ જાણે. એક સાધારણ વ્યક્તિ તરીકે મૂલચન્દ્ર હંમેશ છેલ્લાં બેસી કથા શ્રવણ કરવા લાગ્યા. ભ્રષ્ટ યોગિયોને કંઈ ઉપદેશ પરંપરા જોઇતી નથી. તેમને તો ફક્ત પોતાની ગત ઉચ્ચ કોટિની જાણ કરવી એટલે

બસ. અહા! તે દિવસનું સ્મરણ કેટલું સુખદાયી છે. તેજ દિવસ મૂલચન્દ્રને માટે અપૂર્વ હતો, આખા જગત્‌ને માટે તે દિવસ ધન્ય છે. આજે મૂલચન્દ્રના હૃદયનાં આન્દોલનો અધિક હતાં. કારણ કે **મહાત્મા વૃદ્ધિચન્દ્રજીએ** ઉપદેશમાં કહ્યું હતું કે:—

**मृत्योर्बिभेषि किं मूढ! भीतं मुञ्चति नो यमः।**
**अजातं नैव गृह्णाति, कुरु यत्नमजन्मनि ॥ १ ॥**

મૂલચન્દ્રે મૃત્યુનો વિજય સર્વત્ર નિહાળ્યો. રાયથી તે રંક, પાપીથી તે મહાત્મા સુધીને કાળના મોઢામાં પ્રવેશતા જોયા. મૂલચન્દ્રની આંખમાંથી અશ્રુધારા ચાલી. પ્રભો! શું ત્યારે મૃત્યુ કોઇને નહિ છોડે! અંતરાત્માનો અવાજ આવ્યો! "ના, નહિજ." માટે "**कुरु यत्नमजन्मनि**" અંતરાત્માના અવાજે મૂલચન્દ્રને પ્રયત્નશીલ બનાવ્યા. કર્તવ્ય પરાયણ બનાવ્યા. અરે બલ્કે આપણા–સર્વના લાભાર્થે બદ્ધકક્ષ બનાવ્યા. શ્રોતાજનો વિખરાયા. ધીમે ધીમે અશ્રુપૂર્ણ નયને મહાત્મા વૃદ્ધિચન્દ્રના પાદપદ્મ પાસે મૂલચન્દ્ર ગયા. 'મહાત્માશ્રી! દીક્ષા આપો!' મૂલચન્દ્રના હૃદયના આર્તનાદને સાંભળી મહાત્મા વૃદ્ધિચન્દ્ર અનિમેષ નેત્રે બાળની દૈવી પ્રકાશથી ઝળહળિત આંખો તરફ જોઇ રહ્યા. "તું બાળક છો" તેમ કહેતાં વૃદ્ધિચન્દ્રને ક્ષોભ થયો. પણ મૂલચન્દ્રના હૃદયની ઉદ્‌ભાવના તેના દરેકે દરેક અંગમાં પ્રત્યક્ષ હતી. અંતે કહ્યું. "ત્હારા માતા-**પિતાની રજા વિના દીક્ષા ન અપાય**". મૂલચન્દ્ર હતાશ થયા. પણ વૈરાગ્યનો તાપ એટલો તો સખ્ત તેમને લાગ્યો હતો કે ગમે તે ભોગે દીક્ષા લેવી અને જ્ઞાનાગ્નિમાં સર્વ મોહજાળને ભસ્મ કરવી. જ્યાં પોતે ધૂળમાં રમેલ, ઝાડવે કૂદેલ, છોકરાઓ જોડે હસ્યા, રમ્યા, રોયા, એવી જ્યાં પાર્થિવ ચેષ્ટાઓ કરેલ, ત્યાં ધસમસતા માતા પિતાને "તીર્થ સ્વરૂપો, રજા આપો, રજા આપો" કહેતા આવ્યા. માંતાપિતાને પોતાના પ્યારા બાળકની મુખમુદ્રા નિહાળી માતૃપિતૃસ્નેહે તેમને ઘેર્યા. અત્યારના મૂલચન્દ્રમાં તેમણે ન જોયો વૈરાગ્ય કે ન જોયો પુત્રનો કંઇ વાંક. પણ પોતાના વ્હાલા

લાડકવાયા મૂલચન્દ્રને નિહાળ્યો. માતાપિતાએ કહ્યું, ઘણું કહ્યું, અંતે રોયા પણ સર્વ વ્યર્થ. જ્યાં અડગ નિશ્ચય છે અને જ્યાં આખા જગતનું કલ્યાણ કરવાની દૈવી ભાવના છે, ત્યાં માયિક અને સાંસારિક પિતૃસ્નેહ શું કરે? અંતે રડતે હૃદયે અને આંખે રજા આપી. મૂલચન્દ્ર હસતા હસતા ગુરૂ પાસે આવ્યા. "મહારાજ દીક્ષા આપો." મહાત્મા વૃદ્ધિચન્દ્રજીએ બાળકના વૈરાગ્ય પૂર્ણ ચક્ષુ તરફ સજીવ દૃષ્ટિ ફેંકી અને સને ૧૮૮૭ ના મે માસની ૧૨ મી તારીખ ઇતિહાસમાં મશહૂર રહેશે. કારણ કે તે દિને ૧૯ વર્ષની યુવાન વયે સર્વ ભોગો પરિત્યાગ કરી આત્માના કલ્યાણાર્થે, બલ્કે સમસ્ત જગતના કલ્યાણાર્થે જગતના ક્ષણિક સુખોને ઠોકર મારી મૂલચન્દ્રે દીક્ષા લીધી. "ધર્મ વિજય નામ" ધારણ કર્યું. શું તેમાં સાહસ હતું? હા! વ્હાલા પવિત્રાત્માઓ! મ્હારી કે ત્હમારી દૃષ્ટિએ તે સાહસ કહેવાય! આપણા હૃદયમાં એમ થાય કે શું આટલી ન્હાની વયે ભોગને ઠોકર મારવી અને જીવન પર્યંત પવિત્ર રહેવું તેમાં ભય નથી? શું તેમાં પછીથી અધઃપાતનો ભય નથી? ના નથીજ, જ્યાં આવી ઉત્કટ વૈરાગ્ય ભાવના હોય ત્યાં અધઃપાત શાનો? આ તો સ્વાનુભવની વાતો સ્વાનુભવેજ સમજાય. આ જીવનનો ઉષઃકાળ હતો.

ધર્મવિજયજી, શાસ્ત્ર વિશારદ જૈનાચાર્ય શ્રીવિજયધર્મસૂરિજીઃ મધ્યાન્હ કાળ.

જીવનના ઉષઃકાળે હવે ધીમે ધીમે મધ્યાહ્નનું રૂપ પકડવા માંડ્યું. મૂલચન્દ્રના ધર્મવિજય બન્યા. ગૃહસ્થાવસ્થા છોડી સાધુ થયા. અગાર તજી અનગાર થયા. તેમાં સમસ્ત પ્રકારના ભોગોનો ત્યાગ કરવો. બ્રહ્મચર્ય વ્રત પાળવું. રેલ, એક્કા વગેરે વાહનોમાં ન બેસવું, પગમાં પગરખાં પણ ન પહેરવાં, કેશને ચૂંટી કાઢવા, નિર્દોષવૃત્તિથી નિર્વાહ કરવો. તથા જ્ઞાન, ધ્યાન અને તપસ્યામાં મસ્ત રહેવું. આવાં લક્ષણો સાધુ જીવનમાં પ્રાધાન્યપદ ભોગવે છે. આ ગુણોનો પ્રતાપ એવો છે કે હઝારો વ્યક્તિયો પર ઉપકાર થઈ શકે અને હઝારો પાપાત્માઓનો ઉદ્ધાર થઇ શકે. ભારતમાં એક ત્યાગી તરીકે

વિચરવું શું સ્હેલ છે? ના. નહિજ. ભગવો વેષ પહેર્યો કે પત્યું? ના. તેમ નથી. હવે તો ધર્મવિજયજીને એક પવિત્રજ ફરજ અદા કરવાની હતી. ચારે તરફ ફરી લોકોને ધર્મને બોધ આપી ઉન્નતિને પંથે લાવવાના હતા. પણ ધર્મવિજયજીમાં અત્યારે ન હતો જ્ઞાનનો છાંટો કે ન હતું કંઈ ધર્મનું ભાન! જ્ઞાન પિપાસા એટલી બધી વધી ગઈ હતી કે હંમેશ વૃદ્ધિચન્દ્ર મહારાજ પાસે તે મહાત્માની અવ્યાહત વહેતી વાક્ ધારા સાંભળી અધિક ઉત્સાહી બન્યા. તેઓ "પ્રતિક્રમણ" શીખવા લાગ્યા. અને થોડા વખતમાં "સારસ્વત" "ચન્દ્રિકા" પણ કરી લીધી. ત્યાર બાદ જૈનશાસ્ત્રનો અભ્યાસ કરવા લાગ્યા. મહાત્મા વૃદ્ધિચન્દ્રે ઝવાહિર પારખ્યું હતું. પોતાના આ નિરક્ષર શિષ્યમાં દૈવી પ્રેમ અને દૈવી શક્તિનો અખૂટ વહેતો ઝરો વહાવ્યો હતો. ધર્મવિજયજીમાં તેમણે અખંડ શાંતિ, ધર્મમાં પ્રીતિ અને અથાગ શ્રમ કરવાની શક્તિયો નિહાળી હતી. અને તેમને થતું કે આ શિષ્ય મ્હારો "અદ્વિતીય" શિષ્ય છે. હા! પણ વિધિનો આદેશ અન્યજ હતો. આ મહાન્ અદ્વિતીય શિષ્યનો વિજય જોવા તે મહાત્મા વૃદ્ધિચન્દ્રજી ઝાઝે વખત આ જગત્માં ન રહ્યા. થોડા વખત પછી અનન્તતાના સાગરમાં લીન થયા. દેવપદ પામતા પહેલાં થોડા વખત ઉપર વૃદ્ધિચન્દ્રજીએ પોતાના ભક્તોને ભલામણ કરી કે ધર્મવિજયજીને "પંન્યાસપદ" આપજો.

ગુરૂના સ્વર્ગમન પછી ધર્મવિજયજીએ પ્રયાણ શરૂ કર્યું. લોકોમાં ધર્મવિજયજીના ભાષણોમાં રહેલ સત્ય, જુસ્સો અને ધર્મપ્રત્યેનો પ્રેમ ક્ષણે ક્ષણે દૃષ્ટિ ગોચર થતાં. જે જુસ્સાથી તેઓ ભાષણ આપતા, તે જુસ્સામાં તેઓના હૃદયની પવિત્ર ભાવનાઓ દૃષ્ટિપથ થતી અને શ્રોતાજનો તે અદ્ભુત પુરૂષના મુખ ઉપર એક અલૌકિક તેજ નિહાળતા. અને મુગ્ધ બનતા. હવે ધર્મવિજયજીને ગુરૂવિયોગ સાલ્યો. જે મહાત્મા પાસે એકડે એકથી તે ઘણા શાસ્ત્રોનું અધ્યયન કર્યું, જે મહાત્મા પાસેથી સાધુતાના પાઠો જાણ્યા, જે મહાત્મા પાસેથી નવજીવન મેળવ્યું,

અને જે મહાત્મા પાસેથી અદ્વિતીયતા પ્રાપ્ત કરી તેવા અપ્રતિમ મહાત્માનો વિયોગ આ ઉછરતા મહાન્ પુરૂષને કેમ ન સાલે? પણ તેમના વિયોગનો સંતાપ દૃઢ નિશ્ચયમાં ફેરવાયો. "બસ, મ્હારે દેશ દેશાન્તર ફરવું અને મનુષ્યના હિતનો બોધ તેઓને આપવો" આવી ઉગ્ર તપસ્યાનું બીજ ચારે બાજુ પ્રસરાયું. કાઠીયાવાડ, ગુજરાત અને મારવાડના ઘણા લોકોને હજી તે અદ્દભુત વ્યક્તિનાં દર્શન મનઃચક્ષુથી થતાં હશે. ઘણાં હૃદયો તે મહાત્માને હજી સંભારી આંસુડાંઓથી તે જગત્ વંદનીય પુરૂષને નવાજે છે. તેમણે કંઈ પણ સાથે ન લીધું. ઉઘાડે પગે, ઉઘાડે માથે, હાથમાં લાંબો દંડ અને સાધૂચિત વસ્તુઓજ રાખી. એક ગામથી બીજે ગામ ભિક્ષાન્ન ગ્રહણ કરતા ભગવાન્ મહાવીરનો અદ્દભુત સંદેશો પહોંચાડવા લાગ્યા. ધન્ય છે તે મહાત્માને! હૃદયમાં ઝળહળતો સત્યનો પ્રકાશ તેમની આંખોમાં પ્રત્યક્ષ જણાતો, તેમના બોલવામાં એક જાતનું જાદું હતું. તેમની વાક્ધારા અવ્યાહત વહેતી, અને તેમની બોલવાની ઢબ એક મહાન્ યોગીને છાજે તેવી હતી. કેટલીએ મોહમાં પડેલ વ્યક્તિયો તેમના બોધથી ઉન્નતપંથે ચ્હડી છે, કેટલાએ વહેમી પુરૂષોના વહેમો ટળ્યા, કેટલાએ ઉંધે રસ્તે જનારા માણસો સત્પંથે વળ્યા. જે ઠેકાણે જૈનધર્મ ઉંઘતો હતો, ત્યાં આ વીર પુરૂષની હાકથી જૈનો પોતાની ફરજો સમજ્યા અને વીરપુરૂષને પ્રણામ કરી કૃતાર્થ બન્યા. હવે તે મહાન્ પ્રસંગની યાદ આવે છે. તે મહાત્માનું સ્મરણ થતાં શુદ્ધોદન—મહાત્મા બુદ્ધનું હરેક પળે સ્મરણ થાય છે. હવે મહુવામાં ચાતુર્માસ કરવાનો વખત આવ્યો. જ્યાં જ્યાં આ મહાત્મા ગયા ત્યાં ત્યાં તેમણે જ્ઞાન આપવાની સાથે જ્ઞાન લેવાનું કદી બંધ કર્યું ન હતું. મ્હેસાણાના ચાર્તુમાસના વખતમાં પૂજ્ય મહાત્માશ્રીએ ન્યાયનો વિષય પોતાનોજ કર્યો. જે વખત મહુવામાં ચાતુર્માસ ગાળ્યું, તે વખતમાં તેમના પિતાશ્રી દેવલોક સિધાવ્યા હતા. પણ ત્હેમની જન્મદાયિની વૃદ્ધમાતા તથા અન્ય સંબંધિયો હતા. અહા! પહેલાંના મૂલચન્દ્ર અને અત્યારના ધર્મવિજયજી! કેટલું મહદંતર! અત્યારે જે

જ્ઞાન હતું તે પહેલાં ન હતું. અત્યારે જે ગાંભીર્ય હતું તે પહેલાં ન હતું, અત્યારે જે વેષ હતો તે વેષ પહેલાં ન હતો, અત્યારે જે નામ હતું તે નામ પહેલાં ન હતું. તે મહાન્ પુરૂષનું આ વખતનું જ્ઞાન જોઈ જૈન કોમ નહિ બલ્કે આખું શહેર મોહિત થઇ ગયું. જ્યાં જલનું એક પણ ટીપું નથી હોતું ત્યાં એક મ્હોટું સરોવર થઇ જાય છે. એક માણુસને આજ ખાવાનો એક દાણો પણ નથી મળતો તે બીજે દિવસે એક શ્રીમંત થઈ જાય છે. તે બાબત શું પૂજ્ય સૂરિજીના જીવનપરથી સ્પષ્ટ માલૂમ નથી પડતી! ફરીથી મ્હને કહેવા ઘો કે–મૂલચન્દ્રનો પુનર્જન્મ ધર્મવિજયજી હતો. જે મૂલચન્દ્ર હંમેશા જુગાર ખેલવામાંજ આનંદ પામતા, જે મૂલચન્દ્ર જંગલમાંજ રખડવામાં આનંદ પામતા, જે મૂલચન્દ્ર લખવા વાંચવામાં પાપ માનતા, તેજ મૂલચન્દ્રને–ધર્મવિજયજીને ગાંભીર્યપૂર્ણ, પ્રભાયુક્ત વાણીવાળા મહાન્ વિદ્વાન્ નીરખી મહુવાનું પ્રજાજન ઘેલું બન્યું. પણ તેમની માતાની શી સ્થિતિ? શું ત્હેમની માતાના ધર્મવિજયજી–મૂલચન્દ્ર–ન હતા? હતાજ. વૃદ્ધ માતાને હર્ષ થયો ને શોક પણ થયો. જે પુત્રવત્સલ માતા પોતાના વ્હાલા મૂલચન્દ્રને પાસે બેસાડી ખવડાવતાં, જે પુત્રને વાસ્તે અસહ્ય સંકટો સહન કરેલ, જે પુત્રને ભીનામાંથી સૂકામાં સુવાડેલ, તે પુત્રપર પોતાનો અધિકાર હવે ક્યાં હતો? જે માતા પોતાના પ્યારા મૂલચન્દ્રને પોતાના સંબંધીયોને ત્યાં જમવા પણ જવા ન દેતાં, તેજ મૂલચન્દ્રને ઘેર ઘેર ભિક્ષા માંગતો નિહાળી હૃદય તૂટવા લાગ્યું. હે વ્હાલા શ્રોતા જનો! રાજપુત્ર શુદ્ધોદન ભગવાન્ બુદ્ધનું ત્હમોને શું સ્મરણ નથી થતું? એક બાજુથી રાજ્યાધિકારી શુદ્ધોદન, બીજી બાજુ ભિક્ષાપાત્ર ગ્રહણ કરનાર બુદ્ધ ભગવાન! હા! મહાન્ પુરૂષોની કલા કંઇ ન્યારીજ છે. જેના હૃદયમાં પરોપકારવૃત્તિનો અગ્નિ ભડભડાટ બળે છે તેજ મહાત્માઓ અનુભવી શકે આવા છાતીફાટ પ્રસંગોને. જે માતા સ્વહસ્તેજ પોતાના વ્હાલા મૂળચન્દ્રને ઇચ્છિત વસ્તુઓ ખવરાવતી, તેજ માતા "ધર્મલાભ" રૂપ આશીર્વાદ સાંભળીને બેહદ રૂદન કરવા લાગ્યાં.

આંસુ સૂકાયાં. અને ગર્વથી તે માતા પોતાની જાતને ધન્ય-વાદ આપવા લાગ્યાં કે હું એક મ્હારા કુળમાં સૂર્યસમાન પુત્રને જન્મ આપવા ભાગ્યશાળી નીવડી છું. આ પ્રસંગ તે મહાત્માને બહુજ જોખમકારક હતો. યુવાવસ્થાનું જોર ઘણું હતું. આવા યુવાન પુરૂષોમાં અદ્ભુત શક્તિ હોયજ, પણ સાથે સાથે અહંતાનો ભાગ પણ વિશેષ પ્રમાણમાંજ હોય, પણ જે ગાંભીર્ય આપણે સંવત્ ૧૯૭૫-૭૬ માં જોયું. તેજ ગાંભીર્ય તે વખતે પણ તે અદ્ભુત યોગિના લલાટમાં ચળકાટ મારતું માલૂમ પડતું. તેજ ઔદાર્ય તેજ વખતે માલૂમ પડતું અને જે કોઇ મૂર્ખ મનુષ્ય તર્કવાદ કરવા આવતો તો હું જો કવિવર Gold smith ની લીટીયો કહું તો અયોગ્ય નહિજ કહેવાય "The fools who came to scoff remained to pray" જે મૂર્ખ પુરૂષો હાંસી કરવા આવ્યા તેજ મૂર્ખ પુરૂષો તેમની પ્રાર્થના કરવા લાગ્યા. પૂજ્ય ધર્મવિજયજીનો જ્ઞાનાર્ક ધીમે ધીમે વધારે ને વધારે તપતો ચાલ્યો. હજી મધ્યાહ્ન કાળ આવ્યો ન્હોતો. હવે તે અદ્ભુત પુરૂષ મહાન્ કાર્ય તરફ વળ્યા. ગુજરાતમાં આવેલ **માંડલમાં** સને ૧૯૦૨ માં, સત્તરમા સૈકામાં થઈ ગયેલ અદ્ભુત વ્યક્તિના નામ ઉપરથી **"શ્રીયશોવિજય જૈન પાઠશાળા"** નામની સંસ્થા ખોલી. ત્યાં તેમણે સારાસારા અનેક વિદ્યાર્થીયોની આશા રાખી હતી, પરન્તુ તેમાં કેટલેક અંશે આશાએ નિરાશાનું રૂપ પકડ્યું. તેથી તેમની દૃષ્ટિ અગાધ જ્ઞાનના ધામ રૂપ **શ્રીકાશીક્ષેત્ર** તરફ વળી. મહાત્મા ધર્મવિજયજીની ખાત્રી હતી કે સંસારમાં એવો કોઈ વિષય નથી કે જે વિષય ઉપર જૈન આચાર્યોએ ગ્રંથ ન કર્યો હોય, પણ હાય! કાળચક્રને લીધે તે ભંડાર કીડીયો અને ઉદ્ધઇના આહારાર્થે અંધારી કોટડીયોમાં પડ્યો હતો. શું તે ગ્રન્થોનો ઉદ્ધાર ન થાય? અને ત્હેમાં રહેલ અખૂટ જ્ઞાનનો પ્રચાર પણ ન થાય? પણ તે મહાન્ પુરૂષને લાગ્યું કે **માંડલમાં** આર્થિક અને માનસિક શક્તિનો વ્યય બહુજ કામ નહિ લાગે. જ્યાં શ્રીયશોવિજયજી મહારાજે ૧૨ વર્ષ સુધી અભ્યાસ કર્યો હતો તેવા શ્રી કાશીક્ષેત્રમાં પોતાનો વિજયસ્થંભ બાંધવો. શું આ તેમની સ્વાર્થી ઇચ્છા હતી? ના, નહિજ.

જે ધર્મે પોતાને સુપંથે ચ્હડાવ્યા હતા તે ધર્મની ઉન્નતિને અર્થે પોતાના દેહનું પણ બલિદાન આપવું ઘટે તો પણ શું? જે જે માણસ પાસે પૂજ્ય ધર્મવિજયજીએ આ વિચાર પ્રકટ કર્યો, તે સર્વેએ કાશી જવાની ના કહી. કારણ કે ઘણાં વર્ષો થયાં જૈન સાધુઓ, શ્રીકાશી તરફ પ્રયાણ કરતા નહિ. કારણ કે રસ્તાની વિકટતા અને ભયંકરતા એટલી સંભળાતી કે ન્હાના વિદ્યાર્થીયોને લઇને ત્યાં જવું બહુજ દુર્ઘટ હતું. વળી કેટલાક એવા પ્રાન્તોમાંથી જવાનું હતું કે જૈન સાધુઓના આચાર શું છે, તેથી પણ અજ્ઞાન એવા લોકસમૂહમાંથી પસાર થવાનું હતું. પણ જ્યાં વિચાર દૃઢ અને આવી અલૌકિક વ્યક્તિનો નિશ્ચય, ત્યાં અન્ય પરિણામ શું હોય? પૂજ્ય ધર્મવિજયજીના રસ્તાની વિકટતાનો ખ્યાલ આપણને અહિં બેઠા કઇ રીતે આવે? ઊંનું પાણી, નિર્દોષ આહાર અને સુરક્ષિત આશ્રયો રસ્તામાં ક્યાંથી કાઢવા? જૈન સાધુઓની આ પ્રકારે સેવા કરવી જોઇએ, વગેરે પરદેશી લોક ક્યાંથી જાણે? તદુપરાંત જૈન ધર્મપર દ્વેષ કરનાર કોઇક લોક તો લડવા પણ તૈયાર થતા હતા. કોઇ કોઇ વખત સાથે આવેલ સાધુઓ તો ગુજરાત પાછા જવાનું કરતા હતા, પણ આ વિરલ વ્યક્તિનું ધૈર્ય નિઃસીમ હતું. "**अङ्गीकृतं सुकृतिनः परिपालयन्ति**" અને "**कार्यं साधयामि वा देहं पातयामि**" "ગમે તેટલું કષ્ટ પડે પણ મ્હારા લક્ષ્યને નહિ છોડું" એવો આ મહાન્ પુરૂષનો નિશ્ચય હતો. અંતે કંઇ વિખુટા પડતાં કંઈ હઝારો કષ્ટ વેઠતાં ઉપદેશ કરતાં સંવત્ ૧૯૫૯ ના વૈશાખ શુદ ત્રીજને દહાડે **શ્રીકાશી**નગરમાં એક અલૌકિક દેખાવ નજરે પડ્યો. રસ્તામાં આવતા જતા માણસોએ પગ ઉપર ધૂળ ચ્હડેલ કાષાય વસ્ત્ર ઉપધાન કરેલ, હાથમાં લાંબો દંડ ધારી એક પ્રભાશાળી સાધુને થોડાક બીજા સાધુઓ અને ૧૦-૧૨ વિદ્યાર્થીયોની સાથે શ્રીકાશીક્ષેત્રની ભાગોળો જોયા. તે સાધુની ચાલવાની ઢબ ઔરજ હતી. બોલવાની ઢબ અદ્‌ભુત હતી. તેમની દરેક ચેષ્ટામાં દિવ્યતા હતી. તેના પ્રત્યેક કાર્યમાં અડગ નિશ્ચય હતો અને અંતે "હું અહીં મ્હારા ધર્મને કામે આવ્યો છું" અને '**कार्यं साधयामि वा**

**देहं पातयामि'** એ સૂત્રાનુસાર કામ કરીશ, આવી ભાવનાવાળા આ અપ્રતિમ મહાત્મા તરફ બનારસની પ્રજા આશ્ચર્યપૂર્ણ દૃષ્ટિએ નિહાળી રહી અને સાધારણ વ્યક્તિયો આ દૈવી પુરૂષની પ્રભાને નહિ પિછાની હેરાન કરવા તત્પર થઇ. બસ! વીરહાક વગાડી પોતાના કાર્યની શરૂઆત આ અદ્ભુત આપણા ધર્મવિજયજીએ કરી. બનારસમાં ક્યાં રહેવું? કોની પાસે મકાન માંગવું? ન્હાના વિદ્યાર્થીયો લઇને મકાન વાસ્તે એક ગલ્લીમાંથી બીજી ગલ્લીમાં ધૂમવું. "જૈનો નાસ્તિક છે", "જૈનોને અડવાથી સ્નાન કરવું પડે" એવા તિરસ્કારના શબ્દો ઠેકઠેકાણે સાંભળવા. હે વ્હાલા શ્રોતાજનો! જે મહાન્ પુરૂષની જયંતી આપણે ઉજવીયે છીયે અને જે મહાન વ્યક્તિ આપણા આ કાર્ય માટે અત્યારે પણ આકાશમાંથી આપણને આશીર્વાદ પાઠવે છે તે, મહાન્ ધર્મવિજયજીને શું દુઃખ પડ્યું? હા! કોને વાસ્તે! આપણે વાસ્તે! આપણા ધર્મને વાસ્તે! એ બધું સમસ્ત જગત્‌ના કલ્યાણાર્થે! શું ત્યારે તે મહાન્ પુરૂષની જયંતી પ્રસંગે આપણે કંઇ સંગીન કાર્ય નહિ કરીયે! શું આપણે ફક્ત તે મહાન્ અદ્ભુત વ્યક્તિપર આવેલ આફતોની વાતો કરી અને સાંભળી પાછા મલિન કાર્યો તરફ વળીશું? વિચારો, હે શ્રોતાજનો! જો કંઇ પણ શુભ કાર્ય કરવાની યા કંઇ પણ વ્યસન ત્યાગવાની પ્રતિજ્ઞા નહિ કરી તો પાપ લાગશે!

અંતે ૧૨ વિદ્યાર્થીયો, છ સાધુ અને ત્રણ શિક્ષકોની સાથે નરસિંહ મહેતાના ઉતારા જેવા—**"ઝાઝાં માંકડ ઝાઝાં જુવા, ત્યાં મહેતાના ઉતારા હુવા"** આવા ઉતારામાં પૂજ્યશ્રીએ અધ્યાપન મંદિરની સ્થાપના કરી. નવ માસ પર્યંત આ મકાનમાં અથાગ શ્રમ વેઠી કામ કર્યું. કોઇ કોઇ વખત ચોમાસામાં ભીંતો પડવાની પણ ભીતિ લાગતી, પણ જ્યાં સત્ય છે ત્યાંજ વિજય છે. દાનવીર **શેઠ વીરચંદ દીપચંદ** અને **શેઠ ગોકુલભાઇ મૂલચન્દ્રે** પૂજ્યશ્રીની શુભેચ્છાઓ ઝીલી અને મકાન લીધું. આ વખતે કાશીમાં શું હતું? સમસ્ત લોક અન્યમતાવલંબી હતા. અરે, અન્યમતાવલંબી નહિ પણ જૈનો પ્રત્યે દ્વેષ કરનારા હતા. આવી અવસ્થામાં

જૈનો પ્રત્યેનો દ્વેષ કાઢી, જૈનો પ્રત્યે સહાનુભૂતિવાળા બનાવવા! અહીં બેઠા કદી આવી મુશીબતોનો ખ્યાલ નહિજ આવી શકે. આ સ્થાનમાં કોઇ હાજી હા કરનાર ન હતું! ભાવિક જૈન સમુદાય પણ ન હતો! ઉપાશ્રયમાં લોકો નિયમિત જ્ઞાન શ્રવણ કરવા આવે તેવું નહતું. પણ આ મહાન્ પુરૂષે કોઇ દિવસ કંપની બાગમાં તો કોઇ દિવસ દશાશ્વમેધ પર, એવી રીતે જુદા જુદા સ્થળોએ દરરોજ સંધ્યાકાળના ૪ પછીથી વ્યાખ્યાન આપવાં શરૂ કર્યાં. કોઇ કોઇ વખત બાઇબલ, કુરાન, અગર હિન્દુ ગ્રન્થોનાં પ્રમાણો લઇને જૈન તત્ત્વોનો બોધ દેવા લાગ્યા. જ્યાં આવું આવું સહન કર્યું હોય ત્યાં આવી પાર્થિવ મુશ્કેલીયો શું કરી શકે? પ્રભુજીયે સહાય કરી! ધીમે ધીમે કાશીપુરજનો પ્રકાશ દેખવા લાગ્યા. રસ્તામાં હજારો માણસોની ભીડ થવા લાગી. અહા! રસ્તા ઉપર ઉઘાડે માથે, ઉઘાડે પગે, ઉભા ઉભા અન્ય અજાણ્યા પ્રાંતમાં વિજાતીય જનો આગળ ધર્મબોધ આપવો! હે ધન્યાત્માઓ, શું આવા પૂજ્યને અત્યારે ત્હમે માનસિક ચક્ષુથી અડગ હિંમતથી ઉભેલા અવ્યાહત ધ્વનિથી બોલતા કાશીપુરજનો વચ્ચે નિડરતાથી ઉપદેશ આપતા નથી જોતા? ધીમે ધીમે રાજાને પણ કાને વાત આવી. પૂજ્ય ધર્મવિજયજીના ઉપદેશની પ્રશંસા હવે તો ઠેકઠેકાણે થવા લાગી. જે માનવી પ્રકૃતિની આણું ઈર્ષ્યા—અત્યારે પણ આખા ભારતમાં કચ્ચર ઘાણ કાઢી નાંખે છે તેજ ઈર્ષ્યાને લઇને પૂજ્ય વિજયધર્મસૂરિજીને ઘણું વેઠવું પડ્યું છે. પણ જ્યાં અંતઃકરણ નિર્મલ ત્યાં બીજું શું હોઇ શકે! અંતે પૂજ્યશ્રીનો ત્યાં વિજય થયો. અને ઉદાર ગૃહસ્થોની મદદથી પાઠશાળા સાથે પુસ્તકાલય પણ જોડાયું.

હે શ્રોતાજનો! જોયો નિશ્ચલતાનો પ્રભાવ! જોયો ધર્મનો પ્રતાપ! અને જોઇ પરાર્થે પ્રાણાહુતિ અર્પનાર આવા મહાન્ પુરૂષોની આત્મશ્રદ્ધા!

ધીમે ધીમે કાશી નરેશની ઇચ્છા થઈ કે મહાત્માજીનાં દર્શન કરવાં. ગાડી, ઘોડા, કે ગમે તે દરબારી ઠાઠથી રાજ મહેલમાં

લઇ જવાનું નિમંત્રણ આવ્યું! પૂજ્ય શ્રીની આંખોમાં ઝળઝળીયાં આવ્યાં! વિચાર કરવા લાગ્યાઃ–પ્રભુ! આ કોને વાસ્તે! શું ત્હારા કર્તવ્યતત્પર બાલકને વાસ્તે! આ કેવો સંસાર! એક વખતે જે પુરૂષને ઉભા રહેવા તલભાર જગ્યા મળતી ન હતી, જે પુરૂષને હરપળે જીવની જોખમદારી હતી, તે પુરૂષને વાસ્તે વાહનો! તે પુરૂષની પાસે રાજ્યાધિકારીઓ! જી! હા! જી! હા! કરનાર સેવકો! અંતરાત્માનો અવાજ આવ્યો. "તું તો ભીક્ષુક છો" બસ.

પૂજ્ય શ્રીજીને વાહનો નકામાં હતાં. પાંચ માઇલની ખેપ કરી દરબારમાં આવ્યા. સભા જોઈ રહી. જે મહાન્ વ્યક્તિએ હઝારો વિટંબણાની વચ્ચે પોતાના પ્રાણની દરકાર પણ કર્યા વગર અથાગ શ્રમથી પોતાનું કાર્ય કર્યા કર્યું, તે નરવીર આ હશે! અહા! પૂજ્ય ગુરૂજીએ પોતાની કામળીપર આસન લીધું. અને અન્ય સર્વ જણે પણ ગાલીચાપર આસન કીધું. ધીમે ધીમે વાક્‌ધારા છૂટવા લાગી. શ્રોતાજનો મોહિત થવા લાગ્યા. ભાષણ લાંબા વખત સુધી ચાલ્યું. અને અંતે જૈનધર્મના પાંચ સિદ્ધાંતોનો પ્રકાશ શ્રોતાજનો સમક્ષ ખડો થયો! ધન્ય છે તે મહાન્ અદ્દભુત સૂરિજીને! અંતે સભામાં વિજય ડંકો વાગ્યો. કાશી નરેશના નયન સજળ થયાં. અને ત્યાર પછીજ પાઠશાળા વગેરેમાં અન્ય સહાય કરવા લાગ્યા.

હવે પૂજ્ય સૂરિજીનો પર્યટન કાળ શરૂ થાય છે. અલાહાબાદની સનાતન ધર્મ સભામાં હઝારો વિદ્વાનો સમક્ષ જે સરળ ભાષામાં અને સચોટ જૈનધર્મની સર્વદેશીયતા પ્રસિદ્ધ કરી છે, તે વ્યાખાન હજી ઘણાના કાનમાં ગુંજારવ કરતું હશે. ત્યાર પછી દરભંગા નરેશને જૈનધર્મના સિદ્ધાંતો સમજાવ્યા. પશ્ચાત્ મહાવીર પ્રભુની જન્મભૂમિ, તેમનું કાર્ય ક્ષેત્ર અને તેમના ત્યાગનું સ્થળ–એવા પવિત્ર મગધદેશ તરફ વિહાર કરવા મહાત્માનું લક્ષ્ય ગયું. ત્યાં ઘણાં તીર્થોમાં ફર્યા. મ્હારે કહેવાની જરૂર નથી કે જ્યાં જ્યાં મહાત્માશ્રી ગયા ત્યાં ત્યાં કોઈ ઠેકાણે કંઇ અને કોઈ ઠેકાણે કંઇ એમ પરોપકારનાં કાર્યો કરતાજ ગયા છે. બિહાર, પાવાપુરી, વગેરે ગામોમાં ફરતા ફરતા પૂજ્ય સૂરિજી સમ્મેત શિખર આવી પહોંચ્યા. કાળની વિચિત્ર લીલાને કોણ

પીછાની શક્યું છે? કાલ તો શું પણ ક્ષણભર પછી શું થવાનું છે તે કોણ જાણી શકે? પહેલે દિવસે તો પૂજ્ય ધર્મવિજયજી બહુજ ઉત્સાહથી પહાડપર ચ્હડ્યા. પણ પાછા ફરતી વખતે એક પગમાં રગત્રગથી ભયંકર વ્યાધિ થઈ આવી. મંડળના સર્વે માણસો ઉદાસીન થયા. પગમાં સોજો પણ ચ્હડી આવ્યો. બરાબર એક મહિના સુધી ભયંકર વેદના ભોગવવી પડી. ધન્ય છે આવા વિરલ મહાત્માને! પરાર્થે દુઃખ સહન કરનારને! આ દુઃખ ઉપરાંત બીજી પણ ચિંતા હતી. બનારસથી આવેલ ૪૦ વિદ્યાર્થીયો પૈકીના વીસ તો બનારસ પાછા ચાલ્યા ગયા હતા. પણ બાકીના વાસ્તે ખાવાનું પણ ખૂટી ગયું હતું. આ આપણા વિરલ મહાત્માએ પોતાના દુઃખ સામું તો નજ જોયું; પણ સાથે આવેલાને જ્યારે ભૂખથી દુઃખી થતા જોયા—ખરચી ખૂટેલા જોયા, ત્યારે આંખમાં આંસુ આવ્યાં. અને તેમને પાછા જવાનું કહ્યું. હે શ્રોતાજનો! એવો કયો હતભાગી હોય કે ફક્ત પાર્થિવ ભોગો વાસ્તે આવા અપૂર્વ મહાત્માનો ત્યાગ કરે? ધન્ય છે સાથે રહેલ વિદ્યાર્થીયોને! તેમણે શું ઉત્તર દીધો? "ગુરૂદેવ, આપે અમારી કાંઈ પણ ચિંતા ન કરવી. આપે અમારાપર જે અસીમ ઉપકાર કર્યા છે તે વાસ્તે અમે જો આપની ભવો ભવ સેવા કરીયે તો પણ બદલો વળી શકે તેમ નથી. જ્યાં સુધી આ શરીરોમાં પ્રાણ છે ત્યાં સુધી તો આપની સેવા કરવાનો અગત્ય લાભ નહિ ચૂકીયે. મહારાજશ્રી અમ્હારી ચિંતા જરા પણ ન કરો. કંઈ પણ નિર્વાહનું સાધન અમ્હારી પાસે નહિ હોય તો આપની માફક ભિક્ષા માંગીને નિર્વાહ કરીશું. પણ આપની સેવાનો લાભ નહિ ચૂકીયે!" ધન્ય છે તે પૂન્યાત્મા વિદ્યાર્થીયોને! થોડાજ વખતમાં વિદ્યાર્થીઓની આ અનન્ય ભક્તિનું ફલ પ્રત્યક્ષ દેખાયું. અકસ્માત્ બે સ્થળેથી સહાયતા આવી પહોંચી. અને કલકત્તા સુધી પહોંચવાનું સાધન થઇ ગયું. હવે શ્રીધર્મવિજયજીયે જે અથાગ શ્રમ વેઠી કલકતા તરફ અહિંસાનો ધર્મ ફેલાવ્યો છે તેને વાસ્તે હું કે ત્હમો તો શી રીતે ધન્યવાદ આપી શકીશું? જે વ્યક્તિયોને પરોપકાર કરવો છે તે વ્યક્તિયો નથી જોતી ટાઉનહોલ કે નથી જોતી ખુરસી ટેબલો; પણ

જ્યાં જ્યાં અવસર મળે ત્યાં ત્યાં ઉભા રહી બોધ કરવા લાગી જાય છે. પૂજ્ય સૂરિજીનું પણ વર્તન આજ પ્રકારનું હતું. જાહેર રસ્તાઓપર અસંખ્ય બંગાળીયોની સમક્ષ અહિંસાનો બોધ એવો તો અસર કારક કર્યો કે જેથી સમગ્ર લોકોપર ભારે અસર થઇ અને ઘણાં લોકોએ મચ્છી વગેરેનો ત્યાગ કર્યો. રવિવારની રજાઓમાં અમલદાર વર્ગ પણ સભામાં આવવા લાગ્યો. આ સ્થળે એક પ્રખ્યાત વિદ્વાનનું નામ ત્હમારી સમક્ષ ન કહું તો તેમને ન્યાય આપ્યો ન કહેવાય. ડૉ. સતીશચન્દ્ર વિદ્યાભૂષણ એમ. એ. પી. એચ. ડી. સૂરિજીને ગુરૂ તરીકે માનતા હતા. તે પ્રખર વિદ્વાને પૂજ્ય સૂરિજીની જેટલે અંશે પિછાન કરી છે તેવી આપણામાંના બહુજ થોડાએ પિછાણ્યા હશે. આપ સૌ જોઇ શક્યા છો કે પૂજ્ય સૂરિજીની વિટંબણાઓ સર્વ સ્થળોએ કેટલી હતી? પણ શું ત્હેમનામાં માનસિક બળ ઓછું હતું? ત્હેમનું જીવન દૃષ્ટાન્ત આપણી સમક્ષ છે. શું આપણે મરદાઇ અને કર્તવ્ય પરાયણતાના પાઠો પૂજ્ય સૂરિજીના જીવનમાંથી નહિ શીખીયે?

કલકત્તા તરફ કાર્ય સિદ્ધિ થઇ, પણ બનારસમાં સ્થપાયેલ પાઠશાલાનું શું હતું? તે પ્રાણ વગરના કાય-પિંજર સમાન બની હતી. કાશીના લોકોએ જ્યારે જાણ્યું કે મહાત્માશ્રી આવે છે, ત્યારે હર્ષથી નાચ્યા અને બોલવા લાગ્યા કે "હવે તો મહાત્માશ્રી આવી લાગ્યા અને પાઠશાળાનો ઉદ્ધાર થશે". થયું પણ તેમજ.

હવે એક પ્રસંગની યાદ આપીશ અને ધીમે ધીમે મ્હારો નિબંધ પૂરો કરીશ. યોગ્ય પુરૂષોનો સત્કાર કરવાનું આ ભારતભૂમિમાં આજકાલથી નથી, પણ પુરાતન કાળથી પરંપરા ચાલી આવી છે. જે જે જમાનામાં આવા અદ્વિતીય મહાત્માઓ થયા છે તે જમાનાના પુરૂષોએ તેઓને પદવીયો આપી નવાજ્યા છે. એવી રીતે શ્રીયશોવિજયજી મહારાજની વિદ્વત્તા ઉપરથી તદ્દ-નીતન વિદ્વાનોએ "ન્યાય વિશારદ"ની પદવી આપી હતી, શ્રીહીરવીજયસૂરિને મહાન્ સમ્રાટ અકબરે 'જગદ્ગુરૂ'ની પદવી અર્પી હતી. અને જેવી રીતે હેમચંદ્રજીને "કલિકાલ સર્વજ્ઞ"ની

પદવી અર્પી હતી, તેવી રીતે આપણા ધર્મવિજયજીનું પણ ભારે સમ્માન થયું હતું. તેમના જીવનની દિશા હવે પલટાય છે. સાધુ મહાત્માઓનો સત્કાર તેમની કર્તવ્યપરાયણતા અને વિદ્વત્તાપર થાય છે. વાસ્તવિક રીતે સાધુ મહાત્માઓ સત્કારને ચાહતા નથી પણ સત્કાર મહાત્માઓને ચાહે છે. સાધુ મહાત્માઓ પદવીયોને ચહાતા નથી પણ પદવીયો મહાત્માને ચ્હાય છે. પૂજ્ય સૂરિજીની કીર્ત્તિ એક છેડાથી બીજા છેડા સૂધી પ્રસરી હતી. કાશીના વિદ્વાનો આ મહાત્મા શ્રીની વિદ્વત્તા, પરોપકારવૃત્તિ વગેરે ગુણોથી બહુજ આલ્હાદિત થયા હતા. એ ઉપરાંત મિથિલ દેશમાં, બંગાળામાં વગેરે પ્રાંતોમાં અન્ય વિદ્વાનોએ મહાત્માશ્રીની બહુ અચ્છી કદર કરી હતી. તેથી ઘણા વિદ્વાનો એકમત થયા હતા કે ભારત વર્ષના રત્ન સમાન આવા પ્રખર વિદ્વાન્ અને પરોપકારી મહાત્માનું સમ્માન ભારતના વિદ્વાનો તરફથી યોગ્ય થવું જોઇએ. અહા! તે દિવસ આવી લાગ્યો. દેશ દેશના વિદ્વાનોની મેદની જામી હતી. એક બાજુથી દેશ દેશના વિદ્વાનો અને બીજી બાજુથી કાશી નરેશ બીરાજ્યા હતા. છેવટે અનેક ભાષણો થયા પછી તાળીયોના ગડગડાટ વચ્ચે ડૉ. સતીશચન્દ્રે સૂરિજીને અર્ઘ્યે આપી “શાસ્ત્ર-વિશારદ જૈનાચાર્ય” ની ઉપાધી બક્ષી. તે વખતે માનપત્રનો પ્રત્યુતર આપતાં પૂજ્ય સૂરિજીની પ્રભાયુક્ત દેહ બ્રહ્મસ્પતિ સમાન ભાસતી. અન્ય વિદ્વાનો પૂજ્ય સૂરિજીની બોલવાની છટા અને ભાષાપરના કાબુથી મોહિત થયા. કાશી નરેશે તો હદજ કરી. પૂજ્ય સૂરિજીના ગુણાનુવાદ ગાવામાં તેમણે કચાસ ન રાખી. પૂજ્ય સૂરિજીના શબ્દે શબ્દમાં તેમની સાદાઈ અને હૃદયની પવિત્રતા માલૂમ પડતી. ઠેકઠેકાણેથી તારો છૂટ્યા. પૂજ્ય સૂરિજીને હજારો વિદ્વાનોએ વધાવ્યા: નહિ કે એકલા પૌર્વાત્ય વિદ્વાનોએ, પણ પાશ્ચાત્ય વિદ્વાનોએ પણ. પ્રૉ. જોહૅાન્સ હૂર્ટલ (જર્મનીના) અને ડૉ. એચ. જેકોબીના તારો તથા અન્ય વિદ્વાનો તથા સજ્જનોના તારોની સાથે વધાઇ દેતા આવ્યા હતા. હવેથી પૂજ્ય ધર્મ-

વિજયજીના નામાભિધાનને બદલે આચાર્ય શ્રીવિજયધર્મસૂરિજી કહેવાવા લાગ્યા. આ જીંદગીનો મધ્યાહ્નકાળ હતો.

પૂજ્ય સૂરિજીને હવે એમ લાગ્યું કે સમય ઘણો ગયો. ઇચ્છા પૂર્ણ થઇ અને કરવાનું હતું તે કરી લીધું છે. હવે ગુજરાત તરફ પ્રયાણ કરવું જોઇએ. અહીં તહીં ઘુમવામાં અને સદ્‌પંથે ચ્હડાવવામાં પાઠશાળાની સ્થિતિ અને સ્થિતિસ્થાપત્ય પણ થયું હતું. વિદ્યાનો ઝરો વહેવડાવ્યો હતો અને જેની ઇચ્છામાં આવે તેટલું વિદ્યામૃતનું પાન કરે. રાજ્ય દરબારોમાં જૈન ધર્મપર શ્રદ્ધા કાયમ થઇ. જીવ દયા—પશુશાળાની પણ પૂર્તિ થઇ. ગુજરાત જવાનો નિશ્ચય એજ પૂજ્ય સૂરિજીની ત્યાગવૃત્તિ દેખાડી આપે છે. જે કાશી ક્ષેત્રમાં મ્હોટા મ્હોટા રાજા મહારાજાઓ સમ્માન કરતા હતા, હઝારો વિદ્વાનોએ એકી અવાજે જ્યાં તેમની વિદ્વત્તાની અદ્વિતીયતા જાહેર કરી હતી, હઝારો વિદ્વાનો જેમના પ્રત્યે પૂજ્યબુદ્ધિ ધરાવતા હતા, એ સર્વ બાબતો પર મમત્વ રાખ્યા વિના કાશી પ્રજાની આંખોમાં ઝળ ઝળીયાં નિહાળી, તેઓને ભારે ગમગીનીમાં મૂકી, તેમના તરફના માનપત્ર વગેરેનો યોગ્ય પ્રત્યુત્તર વાળી પૂજ્ય સૂરિજીએ શ્રીકાશી ક્ષેત્ર છોડ્યું. બરાબર બપોરના બાર વાગતે શ્રીકાશીક્ષેત્રની ભાગોળે એક અપૂર્વ દૃશ્ય જોવામાં આવ્યું. હજારો લોકોની મેદની વચ્ચે ભગવાન્ ભાર્ગવ સમાન વિરાજતા—ઓપતા—પૂજ્ય સૂરિજીને નીરખી ઘણાંના હૃદયનાં આંદોલનો પવિત્રપાંથી બન્યા. જ્યારે જવાનો વખત આવ્યો ત્યારે ઘણાઓની આંખોમાં આંસુ આવ્યાં. પણ પૂજ્ય સૂરિજીએ ધર્મતત્ત્વો બરાબર જીવનમાં ઉતાર્યાં હતા. એક અન્તિમ ઉપદેશ દીધો. પણ જ્યાં આવો અસહ્ય વિરહ હોય ત્યાં હૃદય રોવે અને આંખમાંથી અશ્રુ સરે, તે સિવાય બીજું શું બને ? ત્યાર બાદ અયોધ્યા, લખનૌ, કાનપુર, આગ્રા, મથુરા, વૃંદાવન, ભરતપુર, જૈપુર, કિસનગઢ, અજમેર, નયાશહેર, ઓસીયાં, જોધપુર, ઉદેપુર વગેરે શહેરોમાં ફરતા ફરતા પૂજ્ય સૂરિજી ગુજરાત તરફ આવવા લાગ્યા. આગરામાં શેઠ લક્ષ્મીચંદજી જેવા દાનવીર પુરૂષ આ ગુરૂના અનન્ય ભક્ત

બન્યા, અને એમના દરેક ઉપદેશને શિરોધાર્ય કર્યો. ઉદયપુરના મહારાણાજીએ જે પૂજ્યભાવ સૂરિજી પ્રત્યે બતાવ્યો હતો તે અનન્ય હતો. નવરાત્રિના તહેવારોમાં પશુહિંસા બંધ કરાવી, ઉપરાન્ત તેજ મહારાણાયે "શબ્દાર્થ ચિંતામણિ કોશ" મહાત્મા શ્રીને ભેટ ધર્યો. જોધપુરમાં જૈનસાહિત્યના ઉદ્ધાર ખાતર એક સાહિત્ય સમ્મેલન ભરી ડા. જેકોબી જેવા દૂરદેશીય વિદ્વાનને નોતરી જૈન સાહિત્યનું મહત્ત્વ જાહેર કર્યું. ઉપરાન્ત અહિંસાની ઉદ્ઘોષણા રાજ્યમાં પણ પહોંચાડી કબૂતરની હિંસા બંધ કરાવી.

અહીં મ્હારે કોઇ કોઇ અંગ્રેજ સદ્‌ગૃહસ્થોના હૃદયની વિશાળતાની યોગ્ય પિછાન ત્હમોને કરાવવી જોઇએ. પૂજ્ય સૂરિજીએ જ્યારે જાણ્યું કે આબુનાં મંદિરોમાં યૂરોપિયનો જોડા પહેરીને જાય છે ત્યારે તેમને અત્યંત ખેદ થયો. તેમણે રજપૂતાનાના એજન્ટ ટુધી ગર્વનર સર ઇલીયટ ગ્રાહમ કાલ્વિનને પત્ર લખ્યો અને મળ્યા પણ અને વળી ડબ્લ્યુ થોમસ (ચીફ લાયબ્રેરીયન ઇન્ડીયા ઑફીસ લન્ડન) ને લખ્યો. આ કાર્યમાં આ વિદ્વાને જે અનન્ય સહાય આપી છે તે વાસ્તે તેમનો આપણ સર્વેએ ઉપકાર માનવો જોઇએ. જ્યાં હૃદયની પવિત્રતા છે, અને જ્યાં કર્તવ્યપરાયણતા સાથે નિઃસ્વાર્થ વૃત્તિ છે. ત્યાં કયું કાર્ય દુર્ઘટ હોઇ શકે? થોડા વખતમાં જોડા પહેરી મંદિરમાં પ્રવેશ કરવાનું બંધ થયું. કંતાનના જોડા પહેરાવા લાગ્યા. શીવગંજના એક પ્રસંગની યાદી આપું તો અયોગ્ય નહિજ કહેવાય. એક ઉત્સવ ત્યાં મહાત્માશ્રીની હાજરીમાં થયો હતો. કોઇ કોઇ ગૃહસ્થોએ એક લાયબ્રેરીની સ્થાપના કરી લાયબ્રેરી સાથે પૂજ્ય સૂરિજીનું નામ જોડવાની ઇચ્છા દર્શાવી. મહાત્માશ્રીએ શું કહ્યું—"આ લાયબ્રેરી સાથે મ્હારૂં નામ જોડશો અને મ્હને જે આનંદ થશે તે આનંદ કરતાં હજાર ગણો આનંદ મ્હારૂં નામ નહિ જોડો તો થશે" શું આ નિઃસ્વાર્થતાની પરાકોટિ નથી? ધન્ય છે તે કર્મવીર નિઃસ્વાર્થ યોગિને!

હવે હું પૂજ્ય સૂરિજીના ગ્રન્થોનું વિવેચન અન્ય વિદ્વાન

વક્તાઓપર મૂકું છું. ટૂંકમાં કહું તો તેમના ગ્રંથોની બબે ચાર ચાર આવૃત્તિયો થઇ છે. યૂરોપના ભાષાશાસ્ત્રીયો યુનિવર્સિટીયોમાં તેમના ગ્રંથો ઉપર ભાષણો આપી રહ્યા છે. તે ગ્રંથોના તેતે ભાષાઓમાં અનુવાદો કરવા પ્રેરાયા છે. જે મહાન્ વિદ્વાને ન જોયો જાતિભેદ, પણ અગાધ જૈનધર્મના જ્ઞાનની પાછળ એક અપૂર્વ ગાંડપણ ભોગવ્યું છે અને જે પ્રખર વિદ્વાને આપણા મહાન્ સૂરિનું જીવન ચરિત્ર લખી પોતાના ગુરુ માફક ગણી અર્ઘ્ય આપ્યું છે તે મહાન્ વિદ્વાન્ ડા. **એલ. પી. ટેસીટોરી**ના પ્રસંગો પણ આ સૂરિજીનાં મ્હોટાં જીવન ચરિત્રોથી જો વાંચશો તો તમને ઘણું જાણવાનું મલશે.

**શ્રીવિજયધર્મસૂરિજી**ની ગુજરાતની મુસાફરીએ ગુજરાતની પ્રજામાં અપૂર્વ ચૈતન્ય રેડ્યું છે. ઠેકાણે ઠેકાણે બોર્ડિંગો અને આશ્રમો, ગુરૂકુલો ને લાયબ્રેરીઓ સ્થાપન થઈ છે. પાલીતાણા, રાજકોટ, પોરબંદર, જૂનાગઢ, સૂરત, ખંભાત–વિગેરે જ્યાં જ્યાં ગયા, ત્યાંના રાજ્યાધિકારિયોને મળી અભૂતપૂર્વ કાર્યો કરાવ્યાં છે. એ બધું વર્ણન આ ટૂંકા નિબંધમાં કેમ બની શકે? મુંબઇના તે વખતના ગવર્નર લોઇડ જોર્જ મહાત્માજીની કીર્તિથી આકર્ષાય અને મહેલમાં બોલાવી કલાક કલાક ઉપદેશ સાંભળે એ એમના ચારિત્રનો ઓછો ચમત્કાર છે? જૈનધર્મના—સત્યધર્મના પ્રચારનો એક ઉપાય ઉપદેશકો–વિદ્વાનો ઉત્પન્ન કરવાની મહાત્માજીની ધૂને મુંબઇમાં એક સંસ્થાને જન્મ આપ્યો હતો, કે જેનું નામ **વીરતત્ત્વ પ્રકાશક મંડળ** રાખવામાં આવ્યું છે.

આપણા સૂરિજીને બંગાળ અને મગધમાં પરોપકાર કરવાની જે મોહની લાગી હતી, એજ મોહનીએ તેમને ગુજરાત તરફ નહિ, પરન્તુ પાછા ઉત્તર હિંદુસ્થાન તરફ આકર્ષ્યા. પરન્તુ ભવિષ્યના ઉદરમાં શું ભર્યું છે, તેની કોને ખબર છે? ગ્વાલીયર સ્ટેટમાં આવેલા શિવપુરી ગામનેજ આપણા સૂરિજીએ પોતાનું નિર્વાણધામ બનાવ્યું. આજે સૂરિજી આપણી સમક્ષ નથી, પરન્તુ સૂરિજીનો ગગન વિહારી સ્મારક સ્થંભ–સૂરિજીના આકાશચુંબી સમાધિ

મંદિર ઉપર ફરકી રહેલો ધ્વજ આ દેશનાજ નહિ, પરન્તુ યૂરોપ અને અમેરિકાના વિદ્વાનોને પણ એ પવિત્ર ભૂમિનો સ્પર્શ કરવા આહ્વાન કરી રહ્યો છે.

હવે મારા વક્તવ્યની પૂર્ણાહુતિમાં માત્ર મહાત્મા વિજયધર્મસૂરિજીના વિયોગે પૌર્વાત્ય અને પાશ્ચાત્ય વિદ્વાનોના જે આર્ત્તનાદો ભારતે સાંભળ્યા છે, તેમાંના થોડાકનુંજ હું અહિ સ્મરણ કરાવીશ.

ત્હમોએ મહાત્માશ્રીનો ઉષ:કાળ—મૂલચન્દ્ર જોયો, પૂજ્ય સૂરિજીનો મધ્યાન્હકાળ પણ જોયો. ગુજરાતની પણ જીવનસંધ્યા તેવીજ અપૂર્વ વિદ્વત્તા અને સ્વકર્ત્તવ્યપરાયણતાવાળી હતી તે પણ સંક્ષેપમાં જોયું અને છેવટે તે દિવસ પણ જોયો કે જે દિવસે, આપણ સર્વને છોડી, જગત્‌ના કલ્યાણ અર્થે જે મહાત્માએ દુ:ખો સહન કર્યાં છે, તે મહાત્માએ આપણને રડતાં કકળતાં મૂકી અક્ષય સૂખ લેવા પ્રયાણ કર્યું.

સજ્જનો, ભારતે એકલા વિજયધર્મસૂરિજી નથી ગૂમાવ્યા પણ એક કર્તવ્યપરાયણ વીર પુરૂષ ગૂમાવ્યો છે. આપણે એક વિજયધર્મસૂરિજી નથી ગૂમાવ્યા પણ એક અથાગશ્રમ વેઠનાર અને અભ્યાસી યોગી ગૂમાવ્યા છે. આપણે એકલા વિજયધર્મસૂરિજી નથી ગૂમાવ્યા પણ પાશ્ચાત્ય વિદ્વાનોને જૈન તત્ત્વોનો આસ્વાદ કરાવનાર એક અપૂર્વ વિદ્વાન્ ગૂમાવ્યો છે. આપણે એકલા વિજયધર્મસૂરિજી નથી ગૂમાવ્યા પણ વિદ્યાદેવીના એક અપૂર્વ ઉપાસક ગૂમાવ્યા છે, આપણે એકલા વિજયધર્મસૂરિજી નથી ગૂમાવ્યા પણ વિશ્વવ્યાપી પ્રેમના અદ્‌ભૂત ગાયક ગૂમાવ્યા છે. તેમનું જીવન વિદ્યાર્થીયોને એક નવીનજ બોધ આપે છે. તેમનું જીવન સમાજ ઉપર એક નવીનજ પ્રકાશ પાડે છે. તેમનું જીવન વિદ્વાનોને ઘણુંજ ઉપકારી થઇ પડ્યું છે. તેમનું જીવન આચાર્યશ્રીયોને અનુકરણીય થઇ પડ્યું છે. તેમનામાં શું ન હતું? તેમનામાં દૈવી પ્રેમનો ઝરો હતો. તેમનામાં અદ્વિતીય વિદ્વત્તા હતી. તેમની વાણી એક સારા વક્તાની પ્રભાયુક્ત ગૌરવપૂર્ણ વાણી હતી. અને તેમનું જીવન સાદાઇ અને પવિત્રતાની મૂર્ત્તિ હતું. હવે તો હું ત્હમો સર્વેને લંડન,

જર્મની, અમેરિકા, નોર્વે, પારિસ વગેરે દેશો તરફથી આવેલા આર્તનાદો પૈકી થોડા સંભળાવી મ્હારો નિબંધ બંધ કરીશ.

એક પ્રખર વિદ્વાન્ લખે છે કે:–"પૂજ્ય ધર્મસૂરિજી જતાં એકલી આચાર્યશ્રીયોને અથવા જૈનકોમને ખોટ નથી પડી પણ સમસ્ત જગત્ના સાહિત્યને ભારે ખોટ પડી છે. તે મહાન્ પુરૂષે એકલો તત્ત્વજ્ઞાનમાં અને ધર્મમાં પોતાનો હિસ્સો નથી આપ્યો, પણ હાલના સામાજિક અને ઘરગતુ બાબતોમાં પણ ઓછો પ્રકાશ નથી પાડ્યો. તેમના જીવનની પવિત્રતા અને સાદાઈ આપણને હંમેશ આદર્શરૂપ રહેશે. તેમનું આખું જીવન આપણને એજ બોધ આપે છે કે સાદામાં સાદી સ્થિતિથી એક વ્યક્તિ આત્મશ્રદ્ધાથી અને કર્તવ્યપરાયણતાથી, મહાન્ ઇશને હરેક કાર્યમાં સાક્ષીભૂત રાખવાથી ઉંચામાં ઉંચી કોટી પ્રાપ્ત કરી શકે છે. જોકે આચાર્ય શ્રી જૈન હતા, પણ ક્ષુદ્ર જ્ઞાતિ ભેદોને ઠોકર મારી દરેક ધર્મની અને દરેક જ્ઞાતિની વ્યક્તિયો પર તેમણે અનહદ ઉપકાર કર્યો છે."

ડૉ. **એચ. જેકોબી.** લખે છે કે:–"છેલ્લાં વીસ વર્ષો થયાં હું પૂજ્ય આચાર્યશ્રીના સંબંધમાં આવ્યો છું. અને ઘણી રીતે તેમનાથી ઉપકૃત થયો છું. તેઓ એક સારામાં સારા વિદ્વાન્ તરીકે અને મિત્ર તરીકે પોતાની ફરજ અદા કરતા અને તેમણે જેજે લોકોને જૈનધર્મનો અભ્યાસ કરવાની ઇચ્છા હોય તે તે લોકોને અપૂર્વ ખંતથી મદદ કરી છે. વિજયધર્મસૂરિજી જતાં નહિ કે એકલું ભારતનું પણ અમેરિકા અને યૂરોપિયન વિદ્વાન્ મંડળ રોઈ રહેશે."

ડૉ. હર્ટલ જર્મનથી લખે છે કે: "પૂજ્ય આચાર્યશ્રીને તેમની જ્ઞાતિ એકલી માન આપે છે તેમ નથી, પણ જેજે પૌર્વાત્ય અને પાશ્ચાત્ય વિદ્વાનોએ તેમના અખૂટ જ્ઞાન ભંડારમાંથી જ્યારે જ્યારે જરૂર પડી છે, ત્યારે ત્યારે વિદ્યામૃતનું પાન કર્યું છે, તે સર્વ વિદ્વાનો ભારે માન અર્પી તે વિરલ આત્માને અર્ઘ્ય આપે છે."

શાંતિનિકેતનના પ્રીન્સીપાલ વિધુશેખર ભટ્ટાચાર્ય લખે છે કે:—"ભારતે સનાતન સત્યનો એક સારામાં સારો શોધક ગૂમાવ્યો છે. અને વર્ષોનાં વર્ષો સુધી આવો સપૂત સાંપડવો મૂશ્કેલ છે."

ડૉ. શામશાસ્ત્રી બી. એ. પીએચ. ડી. લખે છે કે:— "ભારતને પૂજ્ય સૂરિજીના જવાથી એક અપૂર્વ ખોટ છે પણ મ્હને તો ખાસ કરીને બહુજ નુકસાન થયું છે. ભારતના અનેક વિદ્વાનોમાં તેમની કક્ષાનો અદ્‌ભૂત વિદ્વાન મળવો બહુજ મૂશ્કેલ છે" વગેરે વગેરે.

વિમલ ચરન લૉ લખે છે કે:—"સદ્‌ગત્ આચાર્યશ્રી અદ્‌ભૂત વિદ્વાન્ હોવાની સાથે વિનયશાળી પણ ઘણા હતા. તેઓ નિડર હતા અને કર્તવ્ય પરાયણતાની મૂર્ત્તિ હતા. તેઓ ફરજ અદા કરવામાં બહુજ કાળજી રાખતા. મ્હારા મત પ્રમાણે ભારતના તેઓ સૌથી શ્રેષ્ઠ જૈનવિદ્વાન્ હતા. તે તેઓના પુસ્તકો પરથી સ્પષ્ટ માલૂમ પડશે. જૈનભાષા અને જૈનસાહિત્યમાં તેમની સલાહ હંમેશા ઘણીજ ઉપયોગી હતી."

હે મ્હારા પવિત્ર ભારતના જવાબદાર શ્રોતાજનો! શું ત્યારે આવા અપૂર્વ મહાત્માના જવાથી આપણે ફક્ત રોઇને રહીશું! ના! ના! જો તેમ કરીયે તો તે અદ્‌ભૂત યોગિને આપણે માન ન આપ્યું કહેવાય, બલ્કે તેઓને અપમાનિત કર્યા કહેવાય! તેઓ આપણી સમક્ષ પોતાના અદ્‌ભૂત જીવન સૂત્રો મૂકી ગયા છે. અને સાથે સાથે આપણને કર્મવીરતાના પાઠો શીખવાડતા ગયા છે. માટે હવે તો આપણી ફરજ વિયોગનાં ઉન્હાં આંસુડાંઓ લોહીને કર્તવ્યપરાયણ બનવું એજ યોગ્ય છે.

ॐ ॐ ॐ

**मा[illegible]देवो भव ! पितृदेवो भव ! अ[illegible] भवः !**

---